# પ્રાણીઓ પ્રત્યેનું ઘાતકીપણુ



તે કઈ કઈ રીતે ગુજારવામાં આવે તે,
તેનાં કારણો અને તે અટકાવવાની
વ્યાવહારિક સૂચના.



જાનવરો પ્રત્યે થતી ક્રૂરતા નિવારક
મંડળ તરફથી.

# પ્રાણીઓ પ્રત્યેનું ઘાતકીપણું



તે કઈ કઈ રીતે ગુજારવામાં આવે તે,
તેનાં કારણો અને તે અટકાવવાની
વ્યાવહારિક સૂચના.



જાનવરો પ્રત્યે થતી ક્રૂરતા નિવારક
મંડળ તરફથી.

પ્રકાશક: ડાહ્યાભાઇ પી. દેરાસરી,
ઓનરરી જનરલ સેક્રેટરી, જાનવરો પ્રત્યે
થતી ક્રૂરતા નિવારક મંડળ, ખાડિયા,
અમદાવાદ.

૧૯૩૧.

મુદ્રક: ઇન્દ્રવદન બ. ઠાકોર,
પ્રજાબંધુ પ્રિન્ટિંગ વર્કર્સ
જેઠાભાઇની પોળ, ખાડિયા
અમદાવાદ.

# બે બોલ.

---

**તરુણોના** મનમાં જાનવરો પ્રત્યે દયા ભાવનાનાં બીજ રોપાય અને પરિણામે મુંગાં પ્રાણીઓને આપણાથી થતાં દુઃખ ઓછાં થાય એ હેતુથી "**જાનવરો પ્રત્યે થતી ક્રૂરતા નિવારક મંડળે**" દયાસંઘની સ્થાપના કરી છે. એવા જ સ્તુત્ય હેતુથી તરુણોની પાસે નિબંધ લખાવવાની યોજના કરી હતી. એ યોજનાનુસાર ઇનામી નિબંધની માગણી કરતાં મળેલા નિબંધોમાં સારામાં સારો જણાયલો નિબંધ દયાસંઘના સીપાઇઓ (સભાસદો) અને મંડળના સભ્યો તેમ જ જાહેર પ્રજામાં વ્હેંચવા સારુ પ્રકટ કરવામાં આવે છે.

આ નિબંધ સૌથી સારો જણાયાથી તેના લખનારને પહેલું ઇનામ એટલે સોનાનો ચાંદ મે. ઉત્તર પ્રાન્તના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. કે. જી. ગિડવાનીને હસ્તે આપવામાં આવ્યો હતો.

આશા છે કે એના વાંચનથી ધારેલા હેતુને કાંઇક પણ પુષ્ટિ મળશે.

ડાહ્યાભાઈ પી. દેરાસરી.
( બેરીસ્ટર-એટ-લૉ )
ઓ. જનરલ સેક્રેટરી.

# પ્રાણીઓ પ્રત્યેનું ઘાતકીપણું.

## તે કઈ કઈ રીતે ગુજારવામાં આવે તે, તેનાં કારણો અને તે અટકાવવાની વ્યાવહારિક સૂચના.



"I choose to be the ant that's troden beneath the feet of men, and not the wasp whose sting raises cries of complaints. How can I thank the Lord enough that He has not vauchsafed to me the power to harm others" !

(Sa'di)

અરે ! પરમેશ્વર પણ નહિ જોતો હોય કે ? શું એને યે મોટાની શરમ પડે છે ? કહે છે ને કે પ્રભુની આંખમાં તો બધા જીવ સરખા છે; તો પછી આ માતેલા મનુષ્યોની ક્રૂરતા તે કેમ સાંખી રહે છે ? મોટો ભાઇ નાના ભાઇને દુઃખ દે તે જોઇ કયો બાપ સાંખી રહે ? છતાં યે આચારમાં વિરૂદ્ધતા કેમ ? અગર તો કળિયુગનો જ પ્રભાવ કે ?

નથી સમજ પડતી. આ ગૂઢ પ્રશ્ન નથી ઉકેલાતો. એટલું તો ચોક્કસ કે મોટાંઓ નાનાંઓને દુઃખ દઇને પોતાનું આધિપત્ય સિદ્ધ કરે છે, અને તેમાં પોતાનું ગૌરવ સમજે છે. ગરીબ

બીચારાં પ્રાણી તે મૂંગે મોઢે સહન કરે છે. મનુષ્ય ! તારી બુદ્ધિનો ઉપયોગ એટલો જ કે ? પરમેશ્વરે મનુષ્યને બુદ્ધિ આપી અને બીજાં પ્રાણીઓને થોડે ઘણે અંશે તેથી વંચિત રાખ્યાં તે આટલા જ માટે ?

હિંદુસ્તાનમાં પ્રાણીઓ પ્રત્યેની ક્રૂરતા અટકાવવા દયાસંઘો સ્થાપવા પડે એ એક શરમની વાત છે. અશોકના સમયમાં જ્યારે સારાયે જગતમાં મનુષ્યો માટે પણ તબીબી સારવારને માટે પુરતી સંસ્થાઓ ન હતી, ત્યારે પણ આપણા હિંદુસ્તાનમાં પ્રાણીઓ માટે દવાખાનાં હતાં. હિંદની પ્રાચીન સંસ્કૃતિમાં જીવદયાને અગ્રસ્થાન હતું. ભગવાન બુદ્ધના બોધે કરી અહિંસાધર્મ ફેલાયો, અને જ્યાં જ્યાં બૌદ્ધ સંસ્કૃતિ ફેલાઇ ત્યાં ત્યાં પ્રાણી માત્ર પ્રત્યેની દયાનાં—અહિંસાનાં—તત્ત્વો સ્વીકારાયાં અને જીવનમાં ઉતર્યાં. આજે યે બ્રહ્મદેશમાં પ્રાણીઓ પ્રત્યેનું વર્તન અનુકરણીય છે; હિંદ એ તેનું ઉત્પત્તિસ્થાન હોવા છતાં યે ત્યાં જ દયાસંઘો સ્થાપવા પડે એ કેવળ શોચનીય છે.

ભલે મનુષ્યો પોતાને બુદ્ધિમાન માને પણ તેમની કેટલીક ક્રૂરતાને તેઓ ક્રૂરતાના સ્વરૂપમાં ઓળખતા જ નથી. આપણા તાબામાં રહેતાં પ્રાણીઓની યોગ્ય દરકાર રાખવાને અને તેમને કેળવવાને માટે આપણે જવાબદાર છીએ, એ સર્વ કોઇ વિચારવંત અને સહૃદયી વ્યક્તિ કબુલ કર્યા વિના નહિ રહે. પ્રાણી તો બધાંયે છે, પરંતુ નિર્બળ અને નિરાધાર પ્રત્યે અનુકંપાની વૃત્તિ જ મનુષ્યને પશુથી જુદાં પાડે છે. જ્યાં નિર્બળ અને સબળ સામસામે હોય ત્યાં બધા હક નિર્બળને હોય છે,

જ્યારે સબળને તો માત્ર તેમના પ્રત્યેની ફરજો જ હોય છે. કેટલાક લોકો કહે છે કે, 'પ્રાણીઓ ઉપર અમારો હક છે; અમારા ઉપયોગને માટે તે સરજાયાં છે.' વાસ્તવિક રીતે તેમના ઉપર આપણો કંઇ જ હક નથી. ઉલટું તેઓ પશુ કરતાં કંઇક ઉચ્ચતર અને તે માટે તેમને કેળવવાની આપણી ફરજ છે. આપણાં જ નાનાં બાળકોની માફક તેમની કેળવણી અને તેમના વિકાસને માટે આપણે જવાબદાર છીએ. નિર્બળ, નિરાધાર અને પોતાનો બચાવ કરવાને અશક્ત હોય તેવાંઓની ઉપર આપણા હકની વાત કરવી તે કેવળ નિરર્થક છે. મદદ એ તેમનો હક્ક છે; અનુકંપા એ આપણી ફરજ છે. નિર્બળ અને નિરાધાર પ્રત્યેની આપણી ફરજ સમજી, તે સંપૂર્ણપણે અદા ન કરીએ ત્યાંસુધી આપણને મનુષ્ય તરીકે ઓળખાવવાનો લગાર પણ હક નથી. બેશક, મૂંગાં પ્રાણીઓનો આપણે ઉપયોગ કરી શકીએ, પણ તેવી જ રીતે તેમની સારી રીતે સારવાર કરવાની આપણી ફરજ પણ છે. કોઇ કહે કે 'ત્રાસ વિના પ્રાણીઓ કેળવી શકાતાં નથી' તો ચોક્કસ માનજો કે તે ભૂલ કરે છે. તેમણે હજી એ અખતરો કરી જોયો નથી. માયાળુપણે વર્તવાથી બાળક કે પશુ પાસે કોઇ પણ જાતનું કામ લઇ શકાય. પ્રેમથી સર્વ કાંઇ સાધી શકાય; પરંતુ પ્રેમ એટલે અગાધ ધૈર્ય, અને આપણે તો ધૈર્ય રાખતાં નથી શીખ્યા. આપણે તો લગાર લગારમાં મિજાજ ખોઇ બેસીએ છીએ, અને આપણી જ અપૂર્ણતાને લીધે મૂગાં પ્રાણીઓ પ્રત્યે જુલમ ગુજારીએ છીએ.

આમ મનુષ્યોએ પ્રાણીઓ તરફ ક્રૂરતા બતાવવામાં હદ વાળી

છે. લોકો ઢોરને પાળે છે તે સ્વાર્થ માટે. કોઇની સ્વતંત્રતા છીનવી લેવાનો બીજાને શો હક ? છતાં યે એ સ્વતંત્રતા છીનવી લીધા પછી યે, એ પ્રાણીઓને સારી રીતે પોષવાની પોતાની ફરજ પણ કેટલાંક મનુષ્યો સમજતાં નથી. એવાં કેટલાંક ઢોરને પેટપુરતું ખાવાનું પણ મળતું નથી. માલિક માત્ર દૂધ કે કામનો જ સગો. ઢોર વનમાં રખડી આવે કે સૂકે ખીલે બાંધી દે. ઉનાળાનો દિવસ હોવાથી તેને જંગલમાં પેટપુરતું ઘાસ મળ્યું છે કે નહિ તેની પરવા માલિક ન રાખે. જ્યાં ખોરાક અપાય છે ત્યાં તેની જાત કે સ્વચ્છતા પર ભાગ્યે જ લક્ષ અપાતું હોય. ખોરાક અને પાણી નિયમસર અમુક સમયને અંતરે અપાવાં જોઇએ. કામ લેતા પહેલાં કે પછી તરત જ આપેલાં ખોરાક કે પાણી ઢોરની તંદુરસ્તી બગાડ્યા વિના નથી રહેતાં.

ચોમાસાનો દિવસ હોય; ધણી નીરાંતે ઘરમાં ઉંઘે અને ઢોર બહાર ખુલ્લામાં બાંધેલું હોય ત્યાં વરસાદથી ભીંજાયા જ કરે. ઢોરને માટે સારા તબેલા પણ રાખવા જ જોઇએ. તેવી જ રીતે ઉનાળામાં તાપથી અને શિયાળામાં ટાઢથી તેમનું રક્ષણ થવું જ જોઇએ. તબેલાઓમાં ગંદકી અને ભેજ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આથી કેટલીક વખત ચોમાસામાં અને બીજી ઋતુમાં પણ ઢોરની ખરીમાં જીવ પડે છે. ગરીબ બીચારૂં પ્રાણી એ વેદના મૂંગે મોઢે સહન જ કર્યે જાય છે. કેટલીક જગાએ ઘણાં ઢોરને એક જ અંધારા કોઠીઆમાં પૂરી રાખવામાં આવે છે, રાતના ઢોરને આરામ લેવાને પુરતી જગા તો હોવી જ જોઇએ.

કેટલાક લોકો એક જ ખીલે ટુંકે દોરડે ત્રણ કે ચાર ઢોરને તાણી બાંધે છે. આથી તેમનાથી રાત્રે છૂટથી બેસાતું નથી અને અંદર અંદર વઢીને હેરાન થાય છે. ઢોરની પાસેથી કામ લીધા પછી તેને યોગ્ય સાધનો દ્વારા પુરતો આરામ આપવો તે દરેક સમજુ માલિકની ફરજ છે.

ઢોરને શો રોગ થયો છે તેની માલિકને ખબર હોતી જ નથી. કેટલેક અંશે માલિક તેમાં અજ્ઞાન હોય છે, છતાં યે તેની અત્યંત બેદરકારી અક્ષમ્ય છે. કેટલાંક ઢોર તો ક્ષય જેવા રોગથી પીડાઇને ધીમે ધીમે દૂબળાં પડી મરણ પામે છે. ચોમાસામાં ઢોર કોહે, જીવડા પડે અને અપાર વેદના ભોગવે, છતાં માલિક તેના ઉપચારની લગાર પણ પરવા ન કરે. અકસ્માતથી ઢોરનો પગ ભાગે અગર ઉતરી જાય તો ઉપચારના અભાવે જીંદગીપર્યંત ઢોર વેદના ભોગવે; ન તેનાથી ચલાય કે સીમમાં જઇ ચારો ચરાય. ખોડું ઢોર માલિકને કામ પણ ન આપે એટલે તેને તો અકારૂં જ પડે. આથી પુરતો ખોરાક નહિ મળવાથી દૂબળું પડી ઘણા લાંબા સમયે મરણ પામે, પરંતુ જીવે ત્યાં સુધી પોતાના માલિક ઉપર સતત નિશ્વાસ નાખ્યા કરે. અકસ્માતથી અગર તો ઉમરે પહોંચવાથી નિર્બળ થતા સુધી આપણી સેવા વફાદારીથી બજાવનાર પ્રાણીની મરણપર્યંત બરદાસ કરવાની પ્રત્યેક માલિકની ફરજ છે; તે નહિ સમજનાર ઇશ્વરનો ગુન્હેગાર છે. પેટમાં દુઃખ થતાં અગર એવા બીજા ન સમજાય તેવા રોગોમાં કેટલાક ઉંટવૈદો પોતાના અજ્ઞાને કરી પ્રાણીની વેદના ઉલટી વધારી મૂકે છે. આ વખતે તેઓ છાતી પર, થાપા પર

અને કેટલીક જગાએ ધગધગતા ડામ દે છે. આથી પ્રાણીને આરામ થતો હોય તો તે પ્રભુ જાણે, પણ દેખીતું ઘાતકીપણું તો છે જ. ઘણી વેળા આવા ડામ પાકે છે, અને તેમાંથી રસી નીકળતાં પ્રાણી અપાર યાતના ભોગવે છે. ગામમાં રખડતાં કૂતરાંના પોષણની જવાબદારી સમાજને જ માથે છે એમ કહીએ તો તે ખોટું નહિ લેખાય, તેવી જ રીતે તેઓ જ્યારે રોગનાં ભોગ થઇ પડે ત્યારે તેમને તેથી બચાવવાની જવાબદારી પણ સમાજને જ માથે આવી પડે છે. આચરણમાં એથી વિરૂદ્ધ છે. પોળમાં કોહેલાં જીવડાવાળાં કૂતરાંને બધાં આમથી તેમ હાંકે છે. કોઇ તેની દવા નથી કરતું માત્ર જો ફીનાઇલ જ છાંટવામાં આવે તો તેમને ક્રમે ક્રમે આરામ થઈ જાય.

ગાય કે ભેંસનું બધું દૂધ દોહી લેવું એ એક જાતની પશુ-હત્યા છે. આથી વાછરડાં કે પાડાંને પેટ પુરતું દૂધ મળતું નથી, અને તેથી કાંતો મરી જાય છે અગર તો દૂબળું પડી આખી જીંદગી દુઃખ ભોગવે છે. કેટલીક વખત માલિકનો સ્વાર્થ તેને ક્રૂરતાની પરિસીમાએ પહોંચાડે છે. ભેંસને પાડી આવતાં તે ખુશ થાય છે અને તેને સારી રીતે ધવરાવે છે, કારણ કે પાંચ વરસે તે ભેંસ થાય; અને પાડો આવે તો તે નારાજ થાય છે, કારણ કે તે તેને ઘણે અંશે નિરૂપયોગી હોય છે. પાડાને પેટ પુરતું ધવરાવતા નથી આથી ભૂખે મરી ઘણા પાડા બચપણમાં જ—એક બે વરસના થતા પહેલાં—મરણ પામે છે. સ્વાર્થી માલિક એને ક્રૂરતા કે પાપ લેખતો નથી.

કેટલાક લોકો ગાડી ફેરવે છે ખરા, પણ બળદ કે ઘોડાની

પુરતી સંભાળ રાખતા નથી. એક ઘોડાની ગાડીમાં પાંચ પાંચ માણસો બેઠેલા જોવામાં આવે છે. થાકેલો ઘોડો ન ચાલે ત્યારે ગાડીવાન તેને ચાબુકવડે મારે, અને અંદર બેઠેલા ગૃહસ્થો કહે કે, "ચાલ, જલદી હાંક, લોકલ ઉપડી જશે." પૈસાના લોભથી ગાડીવાન બીજા ચાર ચાબુક વધારે મારે; ગરીબ બીચારો ઘોડો મારના ત્રાસથી દોડે પણ તેને શું દુઃખ થાય છે તે જાણવાની કોઇને શી ચિંતા! ઘોડાની પુરતી સંભાળ ભાગ્યે જ લેવાય છે. કેટલીક વખત ઘોડાનો સામાન તેને બંધબેસતો નથી હોતો; આથી ચાલતાં તે તેને હંમેશ ખૂંચ્યા કરે છે, અને તેથી પીઠ કે ચામડી છોલાઈ ચાંદાં પડે છે. આવી જ સ્થિતિમાં તે જ જીન તેના ઉપર મૂકી તેની પાસે કામ લેવામાં આવે છે. આથી થતા સતત દુઃખની વેદના તો ઘોડો જ જાણે. ઘણી વેળા ઘોડાના માથાના આગલા વાળનું જુલ્ફું ઘણું મોટું થઇ ગયું હોય છે. આ વાળ તેની આંખોમાં સતત આવ્યા જ કરે છે. આમ પળમાત્ર આંખમાં વાળ આવવાથી થતી વેદના અને મુશ્કેલી આપણામાંના સર્વ કોઈએ અનુભવી હશે, તો પછી હમેશ આવી મુશ્કેલી સાથે પોતાના માલિકને પીઠ પર લઈને તેને અડચણ ન આવે તેમ તેના હુકમ મુજબ રસ્તો કાપતાં ઘોડાને કેટલી મુશ્કેલી પડતી હશે તે સહેજે કલ્પી શકાશે. જો કે આ બાબત નજીવી લાગે પણ તેનું પરિણામ તેટલું જ ગંભીર છે.

કેટલીક વખત લગામ ઘણી જ ભારે અને તીણા ખાંપાવાળી હોય છે. આથી આખે રસ્તે ઘોડાને પહોળું મોં કરી ચાલવું પડે છે; વળી સ્વાર કે કોચમેનને વારંવાર લગામને આંચકા

મારી ખેંચવાની ટેવને લીધે ઘોડાનાં કુમળાં ગલોફાં છોલાય છે, અને તેનું આખું મોં લોહીઆળું થઇ રહે છે. પ્રાણીઓને તેની પૂંછડી, શરીર પર બેઠેલાં માંખ કે મચ્છર મગતરાં ઉડાડવામાં ઘણી ઉપયોગી થઇ પડે છે, અને તેથી જ પરમેશ્વરે સંપૂર્ણ વિચારપૂર્વક તેને પૂંછડી આપી છે; પરંતુ જાણે પોતે ઇશ્વરથી યે વધારે વિચારવંત ન હોય તેમ મનુષ્યો ઘોડા અને કૂતરાંની પૂંછડી કાપી નાખે છે. ઘોડાને નાળ જડાવવામાં રાખેલી ગેરકાળજી તેને સતત દુઃખદાયક થઇ પડે છે.

ગાડીનાં પૈડાંની ધરીને પુરતું દીવેલ ન આંજવું એ પણ તે ગાડી ખેંચનાર પ્રાણી પ્રત્યેની ક્રૂરતા જ છે. આથી માલિકની લગાર બેદરકારીને લીધે પ્રાણીને સખત મહેનત પડે છે. જો કોઇને મળવા ગયા હોય તો ત્યાં ઘોડા પરથી ઉતર્યા પછી ઘોડાને વરસાદમાં કે સખત તાપમાં ઉભો રાખવામાં ન આવે, તે માલિકે જોવું ઘટે છે. ઘણા પૈસાદાર માલિકો પોતાના ઘોડાનું પોષણ અને તેની માવજતનું કામ તેના ખાસદાર ઉપર છોડે છે; આથી માલિકની દેખરેખના અભાવે ઘાસ અને ચંદી અડધાં ચોરાઇ જાય છે. આથી ગરીબ બીચારા પ્રાણીને પુરતો ખોરાક મળતો નથી. તબેલાની સ્વચ્છતા અને ઘોડાની બીજી બરદાસમાં પણ તેટલી જ અવ્યવસ્થા હોય છે. જો માલિક અઠવાડિઆમાં એકાદ વખત તબેલા તરફ આંટો મારે, અને તે વખતે ઘોડાને અપાતા રોજના ખોરાકનો જથ્થો અને તબેલાની સ્વચ્છતાની તપાસ લે, તો તે ગરીબ બીચારા મૂંગા પ્રાણીને અડધા ભૂખ્યા ન રહેવું પડે અને તેની માવજત પણ સારી થાય. જાનવર

દુખી હોવા છતાં તેની પાસે કામ લેનારા પણ પડયા છે. ઘોડાને ખાવા ન આપવું તેના કરતાં તેની ખરીમાં જીવડા પડયા હોય તે ન કાઢવા, તેનો પગ કહોવા દેવો અને તેની પાસે કામ કરાવવું એ કંઈ ઓછી ક્રૂરતા નથી.

એ બળદના ગાડામાં ચાર ચાર કળસી ભાર ભરે છે, અને ન ચાલે ત્યારે બીચારા પ્રાણીને ચાબખીના સપાટા મારે છે. પરોણીની આરના ગોદા વાગી વાગીને થાપાની ઉપરનો ભાગ ચાળણી જેવો થઇ જાય છે; તેમાંથી લોહી વહે છે અને કેટલીક વખત તો તે ભાગ પાકે છે; એ વેદના તો બળદ જ જાણે. માલિકને તો પોતાનું કામ જ કરાવવું છે; પણ ભાઇ જરા જો તો ખરો! વેદનાને લીધે બળદની આંખમાંથી આંસુ ગરે છે અને તે મૂંગો પોકાર કરી ઇશ્વરને ત્યાં પોતાની ફરિઆદ નોંધાવી રહ્યો છે. બળદને ખાંધ પડી હોય છતાં યે તેની ગરદન પર ઝુંસરી મૂકી કામ કરાવનારા પણ પડયા છે. બળદને હાંકતાં તેની પૂંછડી આંમળવાની રીત ઘણી ખરાબ છે. આથી તેની પૂંછડીના સાંધા ઢીલા પડી જઇ અંકોડા ખસી જઇ તે વાંકાચુંકી થઇ બેડોળ થઇ જાય છે, અને તેથી તેને અપાર વેદના થાય છે. મારકણા ઢોરને ગળે ડહેણું બાંધે છે આથી તે ચાલે કે તે તેના બંને આગલા પગ વચ્ચે અફળાય અને તેથી પગ છોલાઇ અંદરથી લોહી નીકળે. હેતુ માત્ર રસ્તામાં બીજાંને મારતાં અટકાવવાનો છે. જો એમ જ હોય તો ઘણાં યે મનુષ્યો મારકણાં હોય છે, છતાં યે કોટે ડહેણું બાંધેલું હજી સુધી તો એકે ય જોવામાં નથી આવ્યું. કેટલાક સ્વાર્થી ભરવાડો ઘેટાંનું ઊન શિઆળામાં પણ કાપી લે છે.

અનિવાર્ય તો હોય છતાં તેટલું જ અધમ પણ કહેવાય. શીતળાની રસી ઉત્પન્ન કરવા બીચારા વાછરડાઓને કેટલું બધું દુઃખ આપવામાં આવે છે! આપણા ભલા માટે તેમ કરવાનો આપણને શો હક ?

કેટલીક જગાએ ખાસ કરીકે ઘોડાને અને બળદને ખસી કરવામાં આવે છે, અને તેમ કરવાની રીત પણ તેવાં ભોગ થઈ પડેલાં પ્રાણીઓને અત્યંદ દુઃખદાયક થઇ પડે છે. મનુષ્ય બુદ્ધિમાન તો ખરો, એટલે તરત જ તે દલીલ કરે છે કે, 'એ જાતોની ઓલાદ સુધારવા અને એ પ્રજાને નિર્બળ થતી અટકાવવા અમે તેમને ખસી કરીએ છીએ;' પરંતુ ખરૂં કારણ તો 'તે જાતો નિર્બળ થઇ તેમને ઓછું કામ ન આપે' તે હોય છે. આમાં કેવળ સ્વાર્થ છે. જો તેમની ઓલાદ સુધારવા જ તમે તેમ કરતા હો, તો આજે મનુષ્યની ઓલાદ કયાં સારી છે ? આરોગ્ય અને બળવાન સિવાય બીજાને ખસી કેમ નથી કરતા?

મનુષ્ય વર્ગનો ઘણો ભાગ માંસાહારી છે, એટલે પશુવધ તો થવાનો; પરંતુ પ્રાણીને મારી નાખતા પહેલાં તેને જેટલું વધારે દુઃખ પડે તેટલી વધારે ક્રૂરતા લેખાય. કેટલાંક કતલખાનામાં પ્રાણીને ઘણી જ ઘાતકી રીતે મારી નાખવામાં આવે છે. તેમના શરીરમાં છરા ભોંકી તેમનું બધું લોહી વહી જવા દેવામાં આવે છે. પ્રાણી બધો વખત તરફડયા જ કરે છે, અને આર્તનાદ કર્યા કરે છે. તેની મરણની કરૂણાજનક છેલ્લી ચીસો સાંભળીને યે પેલા જલ્લાદનું પત્થર જેવું હૃદય પીગળતું નથી, અને તરત જ તે બીજા ઘેટાના શરીરમાં બેચાર છરા ભોંકી તેની યે તેવી જ સ્થિતિ કરી

મૂકે છે. કેટલીક જગાએ લેખકોએ હૃદયને પત્થર જેવું કઠણ વર્ણવ્યું છે, અને તેમ કરતા પહેલાં જરૂર તેમણે કોઇ જલ્લાદને—કસાઇને—આમ કરતાં જોયો હશે.

કેટલેક સ્થળે પ્રાણીના માથા ઉપર કુહાડો કે હથોડો મારી તેને બેભાન કરી નાંખવામાં આવે છે, અને પછી તેના અવયવો કાપી તેમાંથી માંસ કાઢી લે છે. આમ કરવાથી પણ પ્રાણીને અપાર યાતના તો સહન કરવી જ પડે છે. કેટલાક કસાઈઓ પ્રાણીના ગળા ઉપર છરી મારી તેનો જલ્દી અંત લાવે છે; પણ અહિંયાં એ પ્રાણી જાણી ગયું હોય છે કે થોડી વારમાં તેના ગળા ઉપર છરી પડશે. વિજ્ઞાન સાબિત કરે છે કે વેગી પણ બુદ્ધિબળે પાસેના જ મંડપ તરફ જાય છે, તોપછી ઘેટા જેવું પ્રાણી પોતાની આગળ બે-ચારને કપાતાં જુએ અને પછી કસાઇને પોતાની પાસે ખરડાએલી છરી લઈ આવતાં જુએ તો પોતાનું ભાવિ ન પારખે કે?

નવામાં નવી ઢબનાં કતલખાનામાં પ્રાણીને પોતાના મૃત્યુની ખબર પણ ન પડે અને જીવ નીકળતાં તેને ઘણું જ ઓછું દુ:ખ પડે તેની ખાસ સંભાળ રાખવામાં આવે છે, અને તે ઇચ્છવા જોગ છે.

બલિદાન નિમિત્તે કેટલાં બધાં પશુ હોમાય છે! અજ્ઞાની લોકો તેમાં ધર્મ માને છે. '**अहिंसा परमो धर्मः**' એ સૂત્ર બધા શીખે અને તેનું આચરણ કરે તો કેવું સારૂં!

પોતાના જ અજ્ઞાનને લીધે પશુઓનાં હિત કરવાને બદલે

આપણે તેમને ઘણું દુઃખ દઇએ છીએ. અરે! કેટલીક વખત તો તેમનું મરણ પણ નીપજાવીએ છીએ. મને એક પ્રસંગ બરાબર યાદ છે. એક વખત અધિક માસ હતો; અને તે વળી શ્રાવણ માસ એટલે પછી પૂછવું જ શું? લોકોની ધાર્મિક ભાવના ઉભરાવા માંડી. તેમણે ગામને ગાંદરે ઢોરોને ઘુઘરી* નાખવા માંડી. સવારમાં બધાં ઢોર ત્યાં જાય અને પેટ ભરાતા સુધી ઘુઘરી ખાય. અમારા ફળીઆની ત્રણ ગાયોએ આમ ઘણી જ ઘુઘરી ખાધી અને પછી પાણી પીધું. પેટ ફૂલી ગયું અને ત્રણે ગાયો મરી ગઇ. પરમેશ્વરે પેલા પુણ્યાર્થીઓને શું આપ્યું હશે તે તો તેઓ જાણે અને પરમેશ્વર જાણે! તે જ વખતે એ ઘુઘરી ખવડાવનાર ગૃહસ્થોને એ ગાયોના શબ પાસે લાવીને તેમના પુણ્યનું પરિણામ બતાવવાની ખાસ જરૂર હતી. તેમ કર્યું હોત તો જરૂર તેમને પોતાની ભૂલ સમજાત અને ધર્માંધ બની ગાયોને વધારે પડતું ફરી કદી ખવડાવત નહિ. જેમ ઢોરને ઓછું ખવડાવવું તે એક ક્રૂરતા છે તેમ હદથી વધારે ખવડાવવું તે પણ એક ક્રૂરતા જ છે. શહેર બહારના રસ્તા ઉપર કેટલાક લોકો વાંદરાને પૂરી કે ચણા નાખે છે. મોટર ગાડી દોડતી આવે અને ઉતાવળમાં વાંદરાને નાસવાની ગમ ન પડે એટલે તે મોટર ગાડી નીચે ચગદાઇને મરી જાય. આમ તે ભૂખ્યા પ્રાણીને ખોરાક આપતાં તેનો જીવ જાય. પુણ્યાર્થી ત્યાં હાજર હોય તો કદી તેમ ન કરે. વાંદરાંની હત્યા થતી અટકે તે હેતુથી અમદાવાદના

* ઘી અને ગોળ મેળવેલાં બાફેલાં બાજરી, જવાર કે ઘઉંને ઘુઘરી કહે છે, જે ઉત્તરાયણને દિવસે સ્ત્રીઓ ગાયને ખવરાવે છે.

**જનાવરપ્રતિ થતી ક્રૂરતાનિવારક મંડળે” કેટલાક રસ્તા ઉપર મુકેલાં ચિત્રો બહુ અસરકારક અને સુંદર છે.”**

જંગલનો વિકાળ વાઘ સરકસના મેનેજરનો વિજળીનો ચાબુક જોઇને કંપે છે, તેને તાબે થાય છે, અને તેની મરજી મુજબ બકરીની સાથે એક જ થાળીમાં પાણી પીએ છે. આ ઓછી ક્રૂરતા છે! તેવી જ રીતે કૂતરાં, હાથી, સિંહ. રીંછ, વાંદરાં અને ઘોડા જેવાં પ્રાણીઓ પાસે સરકસમાં તેમના કુદરતી સ્વભાવ વિરૂદ્ધ કામ કરાવવામાં આવે છે, અને તે જોઇ માણસો ફૂલાય છે. જે બીજાંની સ્વતંત્રતા છીનવી લે છે તેને પોતાની સ્વતંત્રતાને માટે દલીલ કરવાનો શો હક છે? જો બીજાંના દુઃખે આનંદ મળતો હોય તો તે આનંદ શા કામનો? આ પ્રાણીઓને કેળવતાં તેમને ત્રાસથી કેળવવામાં આવે એ સ્વાભાવિક છે. વિકાળ પ્રાણીઓને તો ઘણી વખત ભૂખે મારી વશ કરવામાં આવે છે. ક્યાં તેમનું કુદરતમાં સ્વભાવિક વિશાળ રહેઠાણ! અને ક્યાં સરકસમાં તેમને માટે રાખવામાં આવતાં નાનાં પાંજરાં! આવાં પાંજરાંમાં જીંદગીભર પૂરાઇ રહી તેમને પોતાના સ્વભાવ વિરૂદ્ધ અનેક દુઃખો વેઠવાં પડે છે. નાનાં બાળકોનાં કુમળાં મગજ ઉપર નાનપણથી જ સરકસમાં રાખવામાં આવતાં પ્રાણીઓનાં દુઃખોની છાપ પાડવામાં આવે તો જરૂર મોટપણે સરકસ જોવા પ્રત્યે તેમને અણગમો થાય. તે સિવાય તેને લગતા પ્રચારકાર્યથી મોટેરાંઓના મન પર પણ અસર થાય અને આમ સરકસના દેખાવો પ્રત્યે જનસમાજની અભિરૂચિ ઘટવાથી આપોઆપ એ મૂંગાં પ્રાણીઓનાં વિતકોનો અંત આવે.

આપણે સ્વતંત્રતાને માટે મરી મથીએ છીએ, પરંતુ આપણે જ આપણા મોજશોખ અને આનંદની ખાતર બીજાંની સ્વતંત્રતા ઉપર તરાપ મારવા ચૂકતાં નથી. પાંજરામાં પૂરેલાં પોપટ, મેના, કબુતર, તીતર વગેરે પંખીઓ પ્રત્યેનું આપણું ઘાતકીપણું અતિશય છે. આપણે કદાચ તેનું ભલું કરવાની ઇચ્છાથી તેને પાંજરામાં પુરીએ પણ તેને આખરે કેદખાનું તો ખરૂં જ. એક સરસ પ્રસંગ યાદ આવે છે. નાનપણમાં સીતાજીએ એક પોપટ પાળ્યો હતો. પોપટને માટે સુંદર રત્નજડિત સોનાનું પાંજરૂં હતું. તેને જોઇતી દરેક સામગ્રી પૂરી પાડવામાં આવતી. બાલિકા પોપટને માટે પોતાના પ્રાણ પાથરતી. એક દિવસ પોપટને ઉદાસિન જોઈને જાનકીજીએ કહ્યું "વ્હાલાભાઇ! તું ઉદાસ કેમ? તારે શું જોઇએ છે? ત્હને શું દુઃખ છે"? પોપટે જવાબ આપ્યો, "છોકરી તું હજી અજ્ઞાન છે; તું મારૂં દુઃખ નહિ સમજે." "સીતાજી ગુસ્સે થઇ બોલ્યાં "પોપટ તું બદમાશ છે. તને ક્યાં ખબર છે કે એક સુકાઇ ગએલા ઝાડની બખોલમાં તું ભરાઇ રહ્યો હતો. પુરતો ખોરાક નહિ મળવાથી તારી કાયા કૃશ થતી જતી. જંગલમાં સખત તાપ અને ટાઢ તારે સહન કરવાં પડતાં ત્યાંથી તને લાવીને મારી જાતી સરસો ચાંપ્યો અને સર્વે સુખ આપ્યાં. આજે તારા મુખેથી પડતા બોલ ઝીલાય છે. આખી મિથિલા તારા ચરણમાં પડે છે. ક્યાં તારાં પૂર્વનાં સંકટો અને ક્યાં તારો આજનો વૈભવ! ક્યાં તારા સુકાઇ ગએલા ઝાડની બખોલ અને ક્યાં આ રત્નજડિત સોનાનું પાંજરૂં!" પોપટે જવાબ આપ્યો, "બાળા! સ્વાતંત્ર્યના સુખની તને ક્યાંથી કદર હોય! સોનાનું પણ પાંજરૂં તે તો પાંજરૂં જ"

પોપટનાં આ વાક્યો સીતાજીને લંકામાં અશોકવનમાં સમજાયા વિના નહિ રહ્યાં હોય. રાવણુ તેમને વ્હાતો હતો. તેમના જેવી સુકુમાર યુવતિ. જંગલમાં રખડે તે જોઈ તેને દુઃખ થતું; તેથી તેમને સુખી કરવા તે લંકામાં લાવ્યો હતો, પરંતુ રામના પ્રેમ–આગળ લંકાનાં સ્વર્ગીય સુખો સીતાજીને તુચ્છ હતાં. રાવણે સ્નેહભાવે દીધેલું દુઃખ અનુભવી સીતાજીને પેલા પોપટનો ખ્યાલ નહિં આવ્યો હોય કે ?

ઘણા લોકોને આપણે હેટ ઉપર સુંદર પીછાં પહેરીને ફરતા જોઇએ છીએ, પરંતુ તે પીછાં માટે બીચારાં જંગલી પક્ષીઓને શિકારીને હાથે કેટલું સહન કરવું પડયું હશે તેની તેમને શી ખબર ! બીચારાં એ સુંદર નિર્દોષ પક્ષીઓ સંપૂર્ણ સ્વતંત્રતાથી કુદરતમાં આમ તેમ કૂદતાં, નાચતાં, કીલકીલાટ કરતાં વિહાર કરતાં હોય, ત્યાં તો અણધારી દિશામાંથી એકાએક આવેલાં શિકારીનાં તીર કે ગોળી તેમનાં કૂમળાં હૈયાં વિંધી નાખે. પક્ષી ભોંય પર તૂટી પડે, પાંખો ફડફડે અને તેના વિંધાએલા નાજુક બદનમાંથી લોહી વહી જઇ પેલાં સુંદર પીછાંને ખરડી નાખે. આખો એ વખત પક્ષી વેદનાને લીધે આર્તનાદ કર્યા કરે. જો આ મરણની છેલ્લી ચાસો તે પીછાં વાપરનાર મિથ્યા સૌંદર્યઘેલા મનુષ્યને કાને પડે તો જરૂર તે કદી એ પીછાં ન વાપરે. કોઇપણ સહૃદયી વ્યક્તિ એક નિર્દોષ પંખીના લોહીએ ખરડાએલાં પીછાં કદી ન વાપરે, અને આમ વપરાશ ઘટવાથી તે પક્ષીઓને પણ તેટલું સહન કરવું ન પડે. કેટલીક વખત આપણે મરઘાં જેવાં પક્ષીને એક જ કંડીઆમાં ગીચોગીચ પૂરીને અગર બે કે

ત્રણના પગ એકી સાથે બાંધીને ઉંધાં લટકાવી માઇલોના માઇલ સુધી લઇ જતાં જોઇએ છીએ. આ પણ એક પ્રકારની ક્રૂરતા જ છે. અને તેનો સદંતર અટકાવ થવો જ જોઇએ. આથી પક્ષીઓને ઘણું જ દુઃખ થાય એ સ્વાભાવિક છે.

'અરે ભાઈ! જરા નીચે તો જો! તારા પગ નીચે કેટલી બધી કીડીઓ છુંદાઇ ગઇ, આમ કહેવા છતાં કેટલાક મદઘેલા મનુષ્યો અસંખ્ય નાનાં જીવડાંને પગ નીચે કચરીને ચાલ્યા જાય છે. કીડીને આત્મા નથી કે? એનું શરીર નાનું એટલે એને ઓછું દુઃખ થતું હશે કે? પણ એના દુઃખનો ખ્યાલ તો એ મનુષ્યને જ્યારે તે હાથીના પગ નીચે છૂંદાય ત્યારે જ આવે.

આ સિવાય બીજી અનેક સીધી કે આડકતરી રીતે આપણે નાનાં જીવજંતુઓને ઘાતકીપણે દુઃખ દઈએ છીએ. કેટલાક ઉટવૈદો માખીને મારીને ગોળમાં લપેટી દવા તરીકે આપે છે. આ કેવળ નિરર્થક હોય એમ લાગે છે, છતાં યે જો મનુષ્યના શરીરની દવા બનતી હોય તો કેટલાં જીવતે જીવ દધિચિ થાય? એ જ પ્રમાણે દવામાં વપરાય છે માટે કેટલાંક મનુષ્યો બીચારી ભમરીએ ઘણી મહેનતે બનાવેલું ઘર ઉખાડી લે છે. આમ બિચારી ભમરી નિરાધાર બને છે. આનું નામ ક્રૂરતા નહિ તો બીજું શું કહેવાય? મધમાખી ફૂલે ફૂલે ભમીને મધ એકઠું કરે અને આપણે તે બધું ઉડાવી જઇએ. એ મધ લેવાની રીત પણ કઢંગી છે તેમ કરતાં કેટલીક માખી અને મધપુડામાંની બધી ઇયળોનો નાશ થાય છે. જે માખી ઉડી જઇ બચવા પામે છે તે પણ હમેશને માટે પોતાનું ઘણી મહેનતે બનાવેલું ઘર ખુએ છે,

કારણકે મધ લેતાં મધપુડો પણ લઈ લેવામાં આવે છે. જ્યારે આપણે રેશમના બારીક કપડાં પહેરીએ છીએ ત્યારે તે કપડું તૈયાર કરતાં અસંખ્ય પતંગીઆંનાં પ્રાણ લેવામાં આવ્યા હશે તેની આપણને ખબર નથી હોતી. સુંવાળાં અને બારીક કપડાં પહેરવાનો આપણો મોહ આમ આપણી પાસે આડકતરી રીતે અનેક નિર્દોષ જીવોની હિંસા કરાવે છે. તે ઉપરાંત અભ્યાસને અંગે કે પછી બીજા કોઈ કારણે માછલીને હોજમાં પૂરવી અને સસલાં, મોર, કબુતર વગેરેને પાંજરામાં પૂરવાં એ પણ એક પ્રકારની ક્રૂરતા જ છે, કારણકે તેમ કરી તેમની સ્વતંત્રતા છીનવી લેવામાં આવે છે.

આમ અનેક રીતે મૂંગાં પ્રાણીઓ પ્રત્યે જુલમ ગુજારવામાં આવે છે અને એ જુલમો ગુજારનારને શિક્ષા કરવાને કાયદામાં કલમો પણ છે. જો કોઇ ગાડીવાન ગજા ઉપરાંત બોજો અગર તો બળદ કે ઘોડાની પાસે તેની નિર્બળ હાલતમાં કામ લે તો તેને કાયદાની કોર્ટમાં ઘસડી જઈ તેના ઉપર કામ ચલાવાય, અને તેને શિક્ષા પણ થાય. આ એક ક્રૂરતા અટકાવવાનો રસ્તો છે ખરો, પણ તેનાથી ક્રૂરતા અટકવાનો સંભવ બહુ ઓછો રહે છે. જો શિક્ષાથી ગુન્હા અટકતા હોય તો ફરી ગુન્હા થવા ન પામે. ગુન્હો સદંતર અટકાવવાને માટે તો ગુન્હેગારનો હૃદયપલટો થવો જોઇએ. શિક્ષાથી હૃદયપલટો ન થાય. એને માટે તો અગાધ ધૈર્ય અને અનુકંપાની જરૂર છે. કેટલીક ક્રૂરતા તો કેવળ અજ્ઞાન અને ઓછી આવડતને લીધે થાય છે. શિક્ષા કે ધાસ્તીથી એ અજ્ઞાન ન ટળે. યોગ્ય કેળવણીપ્રચાર જ એ ટાળી શકે. કાયદેસર શિક્ષા

ન થવી જોઇએ એમ તો ન કહી શકાય, પરંતુ એટલું તો ખરૂં કે શિક્ષા કરવા કરતાં કેળવણી પ્રચારનો રસ્તો વધારે સુઘડ અને ઝડપી પરિણામો લાવનાર છે. જ્યાંસુધી સમાજની દરેક વ્યક્તિ મૂંગાં પ્રાણીઓ પ્રત્યેની પોતાની ફરજ ન સમજે ત્યાં સુધી આ ક્રૂરતા અટકાવવામાં સંપૂર્ણ સફળતા ન જ મળે એ સ્વાભાવિક છે. જ્યાં જ્યાં ક્રૂરતા થતી જોવામાં આવે ત્યાં ત્યાં પ્રત્યેક માણસે તે અટકાવવી જોઇએ અને જુલમ ગુજારનાર માણસને કાયદાની ધમકી આપવા કરતાં દલીલથી સમજાવી તેને તેની ફરજ સમજાવવી જોઇએ. એક ગાડીવાન થાકી ગએલો ઘોડો ન ચાલતાં ગુસ્સે થઇ તેને મારે છે. આપણે ત્યાં જઇ તેને કાયદાની ધમકી આપીએ તો જરૂર તે મારતો અટકશે પણ ત્યાંથી આપણા ગયા પછી તરત જ તે પોતાના ઘોડાને ચાર ચાબુક વધારે મારશે, કારણકે ધમકીથી પોતાના કૃત્યના ગેર-વ્યાજબીપણાની તેને અસર થતી નથી. દુ:ખ સહન કરવા કરતાં દુ:ખ દેવું એ વધારે ખરાબ છે અને તેથી અહિં ઘોડા કરતાં અજ્ઞાની ગાડીવાન વધારે દયાને પાત્ર છે. ગુસ્સો માણસને આ વાત ભૂલાવે છે. આથી એક હાથમાં ધમકી અને શિક્ષા અને બીજા હાથમાં દયા અને દલીલ રાખ્યા કોઇનું શ્રેય સાધી શકાય નહિ.

કેળવણીપ્રચાર અનેક રીતે થઇ શકે. નાનાં બાળકોમાં જ પહેલેથી કેળવણીદ્વારા મૂંગાં પ્રાણીઓ પ્રત્યે દયા ઉત્પન્ન કરી શકાય જેથી મોટાં થતાં તેમનામાં એ ગુણ ખીલે અને બીજાને પણ તેઓ તેવો જ બોધ આપે. આ બહુ સહેલું પડે કારણ કે

કૂમળાં મગજ ગમે તેવા સંસ્કારો ઝટ ઝીલી લે છે. ઢોરને વધારે ઓછો ખોરાક આપવો, બળદ કે ઘોડાની પાસે તેના ગજા ઉપરાંત કે તેની નિર્બળ હાલતમાં કામ કરાવવું, પક્ષીને પાંજરામાં પૂરવાં વગેરે વિષયો લઇ પ્રત્યેક વિષયદીઠ વાર્તાદ્વારા અગર તો તેવાજ બીજા સાહિત્યદ્વારા બાળકોના મગજ ઉપર સારી અસર કરી શકાય. આવી જાતનું પ્રચારકાર્ય ખેડુતોમાં પણ થવું જોઇએ. શહેરમાં મ્યુનિસિપાલિટી લોકોનાં ઢોરને તપાસવા અને દવા કરવા ડાકટરને રાખી શકે, અને ઢોરને માટે દવાખાનાં પણ ખોલે, ધર્મ કરતાં પાપ થાય તે લોકોને એવી ગાય કે વાંદર મરી જાય ત્યારે પ્રત્યક્ષ બતાવીને કે તેવી મતલબનાં પોસ્ટરો લગાવી અટકાવી શકાય. ઘોડાને નાળ જડવા શહેરમાં કેળવાએલા નાળબંધ રાખ્યા હોય તો ઘોડાને તેથી થતું ઘણું દુઃખ અટકાવી શકાય. **किं बहुना ?**

---